પ્રકાશન નં. ૩૨૯

# હઝરત ઈસા (અલૈ.) અને ઈમામ મહદીની કેટલીક નિશાનીઓ

અનુવાદ :
હસન ભડકોદ્રવી

પ્રકાશન વિભાગ
દારૂલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર
મુ. પો. કંથારીયા-૩૯૨ ૧૫૨
તા. જિ. ભરૂચ.
(GUJ.-INDIA)

# હઝરત ઈસા (અલૈ.) અને ઈમામ મેહદીની કેટલીક નિશાનીઓ

કુર્આન અને હદીસની રોશનીમાં ઉમ્મતે મુસ્લિમહનો આ સર્વસંમત અકીદો છે કે હઝરત ઈસા (અલૈ.)ને જીવંત આસમાન પર ઉઠાવી લેવાયા છે અને કિયામતની નજીક તેઓ દુનિયામાં બીજીવાર નુઝૂલ ફરમાવશે. ઈમામ મેહદી હઝરત ફાતિમાની અવલાદમાંથી આ જ ઉમ્મતમાં પેદા થશે. હઝરત ઈસા (અલૈ.)ના નુઝૂલ (ઊતરાણ) પછી સઘળા ખ્રિસ્તીઓ મુસલમાન બની જશે. તે સમયે યહૂદીઓ એક મહા શકિત હશે. એમનો સરદાર દજ્જાલ હશે. મુસલમાનો ઈમામ મેહદી અને હઝરત ઈસા (અલૈ.)ના નેતૃત્વમાં યહૂદીઓ સાથે જંગ કરશે. અહિંયા સુધી કે યહૂદીઓ અને એમનો સરદાર દજ્જાલ માર્યા જશે. કુફ્ર નાબૂદ થઈ જશે.

સમગ્ર વિશ્વમાં એક ધર્મ ઈસ્લામ હશે. હઝરત ઈસા (અલૈ.) દુનિયા પર હુકૂમત કરશે અને નુઝૂલ પછી ચાળીસ વર્ષ જીવતા રહેશે. શાદી કરશે. અવલાદ થશે. વફાત પામ્યા પછી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પવિત્ર રોઝામાં આપના પડખે દફન થશે.

હવે કાદયાનીઓનો અકીદો આ છે કે હઝરત ઈસા (અલૈ.) તો વફાત પામ્યા છે. તેઓ તો આવી શકતા નથી, જેથી આ જ ઉમ્મતમાંથી એક માણસ હઝરત ઈસા (અલૈ.)ના મુશાબેહ (અનુરૂપ) પેદા થશે. આ માણસ તે સઘળાં કામો કરશે, જે હઝરત ઈસા (અલૈ.)એ આવીને કરવાનાં હતાં અને મેહદી પણ તે જ માણસ હશે, જેથી મિરઝા ગુલામ અહમદ કાદયાની જ મેહદી અને મસીહે મવઊદ છે, જેમનો ઉમ્મત ઈન્તિઝાર કરી રહી છે. જે એના પર ઈમાન લાવશે તે નજાત પામશે અને જે એના પર ઈમાન નહિ લાવે તે સૌ કાફિર, ઈસ્લામના વર્તુળમાંથી ખારિજ અને દોઝખી છે.

હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈસા (અલૈ.)ની એક સો (૧૦૦)થી વધુ નિશાનીઓ બહુ વિસ્તારપૂર્વક બયાન ફરમાવી છે, જેને હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ સા. (રહ.)એ પોતાની કિતાબ "નુઝૂલે ઈસા અલયહિસ્સલામ"માં પૂરા વિસ્તારથી બયાન ફરમાવી દીધી છે. વિગત માટે આ કિતાબનું વાંચન કરવું. હઝરત ઈસા (અલૈ.) જ્યારે નુઝૂલ (અવતરણ) ફરમાવશે અને ઈમામ મેહદી જ્યારે પ્રગટ થશે તો હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ

બયાન ફરમાવેલી એક એક નિશાની એમનામાં જોવા મળશે. અમે અહિંયા કેટલીક મોટી મોટી નિશાનીઓનું વર્ણન કરીએ છીએ, જે ઘણી સ્પષ્ટ છે અને મિરઝા કાદયાનીમાં એ પૈકી એક પણ નિશાની જોવા–જાણવા મળતી નથી. ઘટનાઓ, પ્રસંગો અને સંજોગો કદાપિ એનું સમર્થન કરતાં નથી. વાંચક બિરાદરો જરા મનનપૂર્વક પોતે જ ફેંસલો કરે કે મિરઝા ગુલામ અહમદ કાદયાની આ નિશાનીઓ અનુસાર મસીહ અને મવઊદ છે યા જુઠ્ઠો ? ! નિર્ણય વાંચકો પર છોડીએ છીએ.

(૧) હઝરત ઈસા (અલૈ.) મરયમના પુત્ર છે, જ્યારે મિરઝા ગુલામ અહમદ કાદયાની ચિરાગ બીબીનો પુત્ર.

(૨) હઝરત ઈસા (અલૈ.) આસમાનેથી દમિશ્કની જામિઅ મસ્જિદના મશ્રીકી (પૂર્વીય) મીનારે, જેનો રંગ સફેદ હશે, બે ફરિશ્તાઓના સહારે નાઝિલ થશે. જ્યારે કાદયાની સાહેબ કાદયાન જિલ્લા ગુરદાસપૂરમાં પોતાની માંના પેટે પેદા થયો. તે સમયે ત્યાં કોઈ મીનાર પણ ન હતો, જેના પર તેની માં ચઢી હોય, બલકે "મીનારતુલ મસીહ"નું બાંધકામ કાદયાનમાં મસીહતના દાવા પછી શરૂ થયું અને એની પરિપૂર્ણતા મિરઝા સાહેબની વફાત પછી થઈ.

(૩) હઝરત ઈસા (અલૈ.) અને ઈમામ મેહદી બંને હજ કરશે. મિરઝા કાદયાનીએ હજ કરી નથી. તેને મક્કા અને મદીના જોવાનું પણ નસીબ થયું નથી.

(૪) તમામ ખ્રિસ્તીઓ મુસલમાન થઈ જશે. ક્રોસ તોડી

નાખવામાં આવશે. ચર્ચ અને ખ્રિસ્તીઓ મવજૂદ છે, બલકે મિરઝા કાદયાનીના આવ્યા પછી એમાં ઘણી પ્રગતિ થવા પામી છે. મિરઝા ગુલામ અહમદ કાદયાનીના મૃત્યુને સો (૧૦૦) વર્ષ વીતી રહ્યાં છે; પરંતુ હજુ સુધી ન તો ઈસાઈ હુકૂમતો ખતમ થઈ છે અને ન તો ક્રોસ તોડવામાં આવ્યાં છે.

(૫) હઝરત ઈસા (અલૈ.) યહૂદીઓ સાથે જંગ કરશે. એમના સરદાર દજ્જાલને કતલ કરશે. એમના જમાનામાં કોઈ યહૂદી જમીન–પટ પર જીવતો બચશે નહિ.

મિરઝા કાદયાનીએ જિહાદને હરામ ઠેરવ્યો છે. અંગ્રેજોની તાબેદારીને ફરજ ઠેરવી છે. આખું જીવન એમની ગુલામીમાં ખપાવી દીધું. કોઈ એકાદ યહૂદીને કતલ કર્યો નથી, બલકે યહૂદીઓ એના આગમન પછી પ્રગતિ કરતા જાય છે અને શકિતવાળી બનતા જાય છે. અહિંયા સુધી કે પ્રથમ કિબ્લહ બયતુલ મુકદસ (યા બયતુલ મક્દિસ) એના આગમન પછી યહૂદીઓના કબજામાં ચાલ્યું ગયું છે.

(૬) હઝરત ઈસા (અલૈ.) પૃથ્વી પર હુકૂમત કરશે. મિરઝા સાહેબને પૃથ્વીના એક ટૂકડા ઉપર પણ એકાદ દિવસની હુકૂમત નસીબ થઈ નથી.

(૭) હઝરત ઈસા (અલૈ.)ના જમાનામાં માલ એટલા વિપુલ પ્રમાણમાં હશે કે પાણીની જેમ વહેતો હશે. લોકો સદકાત અને ખયરાત લઈને ફરતા હશે, પરંતુ એને કોઈ લેવાવાળો મળશે નહિ. મિરઝા કાદયાની આખું જીવન પોતે પણ ફંડફાળા

ઉઘરાવતો રહ્યો અને એની ઉમ્મત આજ સુધી ચંદા–ફંડફાળા માંગતી ફરે છે અને ફંડફાળા ઉપર જ એમનું ગુજરાન ચાલી રહ્યું છે.

(૮) હઝરત ઈસા (અલૈ.) નુઝૂલ પછી શાદી કરશે અને એનાથી અવલાદ પણ થશે, કારણ કે જ્યારે આપને આસમાન પર ઉઠાવી લેવાયા હતા ત્યારે આપની શાદી થઈ નહોતી. મિરઝા કાદયાનીએ આ શાદી "મુહમ્મદી બેગમ"થી બતાવી છે અને તેણે ભવિષ્યવાણી પણ કરી છે કે આ હદીસ અનુસાર મારી શાદી મુહમ્મદી બેગમથી થશે અને અવશ્ય થશે જ. જમીન અને આકાશ ટળી જશે, પણ આ શાદી થઈને જ રહેશે અને એનાથી મારી અવલાદ પણ થશે. હવે મિરઝાઈ સજ્જનો જ બતાવે કે શું મુહમ્મદી બેગમથી આ શાદી થઈ અને અવલાદ થઈ ?

(૯) હઝરત ઈસા (અલૈ.) વફાત પછી હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના રોઝા મુબારકમાં દફન થશે અને હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પેહલૂમાં એમની ચોથી કબર બનશે.

મિરઝા કાદયાની સાહેબની મૌત લાહોર ખાતે સંડાસની જગ્યામાં આવી અને કાદયાન જિલ્લા ગુરદાસપૂરમાં દફન થયો.

(૧૦) હદીસો અનુસાર ઈમામ મેહદીનો જમાનો અમન–શાંતિનો જમાનો હશે. આપ સમગ્ર દુનિયાને ઈન્સાફથી ભરી દેશે. યુદ્ધો ખતમ થઈ જશે. એટલો અમન વ્યાપી જશે કે વાઘ અને ગાય એક જગ્યાએ પાણી પીશે. બાળકો સર્પો સાથે રમશે. જેમ કે, ખૂદ મિરઝા સાહેબે આ હદીસને કાવ્યપંક્તિઓમાં

રૂપાંતરિત કરી છે :

**યા'ની વહ વક્ત અમનકા હોગા, ન જંગકા**
**ભૂલેંગે લોગ મશગલા તીરો-તફન્ગકા**
**પીએંગે એક ઘાટસે શેર ઔર ગોસ્પન્દ**
**ખેલેંગે બચ્ચે સાંપોંસે બે-ખૌફ, બે-ગઝન્દ**

(રૂહાની ખઝાઇન : ૧૭/૭૮)

મિરઝા કાદયાનીના આગમન પછી વિશ્વ યુદ્ધો થયાં. અમન–શાંતિએ વિશ્વમાંથી વિદાય લઈ લીધી છે. કોઈનાં જાન–માલ અને ઈઝઝત–આબરૂ સુરક્ષિત નથી. વાઘ અને ગાય એક ઘાટ પર પાણી તો શું પીવાનાં હતાં, અહિંયા તો ભાઈ, ભાઈનું ગળું કાપી રહ્યો છે ! કોઈને સુખચેન અને અમન નસીબ નથી ! બીજાઓને તો છોડો, આ મેહદીની અવલાદને જ જુઓ. પહેલાં પોતાનું શહેર કાદયાન છોડયું અને નાસીને પાકિસ્તાનમાં આવીને પનાહ લીધી. ત્યાં અમન ન મળી, જેને મિરઝા કાદયાનીએ ઈલહામ (ખુદાઈ પ્રેરણા)થી "દારુલ અમન" ઠેરવ્યું હતું અને કાદયાનીઓ જેને કાદયાનની સાથે "દારુલ અમન" લખ્યા કરતા હતા. પછી પાકિસ્તાનમાં અમન ન મળ્યું તો નાસીને બ્રિટનમાં આવીને પનાહ લીધી અને અહિંયા બ્રિટનમાં પણ અમન નસીબ નથી. મેહદીનો પૌત્ર મિરઝા તાહિર થોડાંક કદમ બૉડી ગાર્ડ યા અંગરક્ષક વગર ચાલી–ફરી શકતો નથી. દરેક વખતે જાનનું જોખમ લાગેલું જ રહે છે. અન્ય કોઈને અમન મળત કે ન મળત, કમસે કમ મેહદીની અવલાદને તો અમન મળત ! જ્યારે એમને પણ અમન નસીબ નથી અને બીજાઓને પણ અમન નસીબ

નથી, તો વિચારવા યોગ્ય બાબત એ છે કે શું આ સાચો મેહદી થયો કે જૂઠો ?

## ★ કાદયાનીઓ માટે મનોમંથનની ક્ષણ ★

કાદયાની સજ્જનો ચિંતન–મનન કરે. જ્યારે મિરઝા ગુલામ અહમદ કાદયાનીમાં આ નિશાનીઓમાંથી એકાદ નિશાની પણ જોવા મળતી નથી તો પછી એ સાચો મસીહ યા મેહદી કેવી રીતે થયો ? ? ?

કાદયાની સજ્જનો ! આ જૂઠાને છોડી સાચા મસીહ અને મેહદીનો ઈન્તિઝાર કરો અને પોતાની આખિરતને સુધારો–શણગારો. ★

**આ મૂલ્યવાન કિતાબ..............**

જનાબ હાજી મુન્શી ફેમિલી (મનુબર, તા. જી. ભરૂચ)એ પોતાના મર્હૂમોના ઈસાલે સવાબ માટે છપાવીને વકફ કરી છે. અલ્લાહ તઆલા સદ્કએ જારિયહ રૂપી એમની આ મહામૂલી દીની–તબ્લીગી ખિદમતને શર્ફે કબૂલ અતા ફરમાવે અને આ ખિદમતને એમના મર્હૂમોની નજાતનું નિમિત્ત બનાવે, એમને જન્નતુલ ફિરદૌસથી માલામાલ ફરમાવે, આમીન યા રબ્બલ આલમીન !

**પ્રકાશન નં.** : ૩૨૯ **આવૃત્તિ** : પહેલી **પ્રત** : ૧૦૦૦

**પ્રકાશન વર્ષ** : હિ. ૧૪૨૧ / ઈ.સ. ૨૦૦૦

**વાંચો અને બીજાઓને વાંચવા આપો**

✻ પ્રકાશન નં. ૧૫૯ ✻

# હઝરત ઇસા (અ.સ.)

## કુર્આન અને હદીસની રોશનીમાં

: મુરત્તિબ :

જનાબ હઝરત મૌલાના મુહમ્મદ સમીરુદ્દીન સા. કાસિમી (દા. બ.)

: ગુજરાતી અનુવાદ :

નાદિર લાજપૂરી



પ્રકાશન અને પ્રસારણ વિભાગ
દારુલ ઉલૂમ ભરૂચ–મહમૂદનગર
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ (Guj.) INDIA

# ★ બે બોલ ★

આજે મુસલમાનોના જાનો-માલ, ઈઝઝતો-આબરૂ અને પાકીઝહ મઝહબ પર ચોતરફથી નાપાક હુમલાઓ થઈ રહ્યાં છે. જેમાં ઈસ્લામ મઝહબ પર, ખાસ કરી અકાઈદ પર જે હુમલાઓ થઈ રહ્યા છે તે સૌથી ખતરનાક છે. એ પૈકી એક હુમલો અલ્લાહ તઆલાના મહાન પયગમ્બર હઝરત ઇસા (અલ.)ની મુબારક ઝિન્દગી પર થઇ રહ્યો છે. મુસલમાનોને ખોટા માર્ગે દોરવા અને તેના અકાઇદને ખરાબ કરવા કેટલાંક ઈસ્લામના દુશ્મનો ઘર ઘર ફરી રહ્યાં છે. ઉર્દૂ, ગુજરાતી, પંજાબી વગેરે અનેક ભાષાઓમાં લાખોની સંખ્યામાં નાની પુસ્તિકાઓ છપાવી વહેંચી રહ્યા છે.

નાવાકિફ મુસલમાનો ઈસ્લામના દુશ્મનોની ચાલોમાં આવી, ગુમરાહ ન થઈ જાય એ મુદ્દાને ધ્યાનમાં રાખી મારા અઝીઝ દોસ્ત જનાબ હઝરત મૌલાના મુહમ્મદ સમીરુદ્દીન સા. (દા. બ.)એ આ વિષયમાં ખરા ઈસ્લામી અકાઇદથી સભાન કરતી હઝરત ઈસા (અલ.)ના જીવન મુબારક પર કુર્આન અને હદીસની રોશનીમાં એક નાની સરખી છતાં માહિતીસભર કિતાબ ઉર્દૂ ભષામાં લખી એના ગુજરાતી અનુવાદનું કામ મારા ઝિમ્મે નાખ્યું. અહકર નાઅહલ હોવા છતાં મૌલાનાની મુહબ્બત ભરી પેશકશને સમયની અહમ જરૂરત સમજી ઇન્કાર ન કરી શકયો, જે અલ્લાહ તઆલાની તૌફીકથી આપના હાથોમાં છે.

છેવટે અલ્લાહ તઆલા મૌલાનાની મહેનત અને મારી આ મામૂલી ખિદમતને કબૂલ ફરમાવી અમારા બન્ને માટે આખિરતમાં નજાતનો ઝરીઓ બનાવે અને તમામ મુસલ-માનોને ગુમરાહીથી બચાવી નેક સમજ આપે તેમજ ઇમાન પર ખાતિમહ ફરમાવે એવી જ દુઆ.

અહકર : નાદિર લાજપૂરી

# ❋ પ્રસ્તાવના ❋

હઝરત ઈસા (અલ.)ના મુબારક જીવન પર આ નાની સરખી છતાં એક માહિતીસભર કિતાબ છે. જેમાં આપ (અલ.)ની પેદાઈશથી લઇ વફાત સુધીના લગભગ તમામ મહત્ત્વપૂર્ણ હાલાત આવરી લેવામાં આવ્યા છે. વળી ખાસ કરી આપના જીવન મુબારકને લગતાં તમામ હાલાત અને પ્રસંગો કુર્આન શરીફ તથા હદીસોના હવાલા સાથે લખવામાં આવ્યા છે, જેથી વાંચકોને યકીન અને વિશ્વાસ થઈ જાય કે અહીં બયાન કરવામાં આવેલા તમામ હાલાત તદ્દન ખરા અને સો ટકા સત્યથી ભરપૂર છે અને ઇસ્લામના દુશ્મનોએ હઝરત ઈસા (અલ.) વિરુદ્ધ ફેલાવેલી વાતો બિલકુલ જૂઠી અને હકીકતથી દૂર છે.

કોઇ કોઇ જગ્યાએ બાઇબલનો પણ હવાલો આપવામાં આવ્યો છે જેથી વાંચકો સારી પેઠે જાણી લે કે શત્રુઓ ઇસ્લામની દુશ્મનીમાં આંધળા થઇ પોતાની મઝહબી કિતાબ બાઇબલની તાલીમને પણ ફગાવી ચૂકયા છે અને તેની પવિત્રતા જાળવી શકયા નથી.[1]

છેવટે અલ્લાહ પાક આ કિતાબને કબૂલ ફરમાવી આખિરતમાં નજાતનો ઝરીઓ બનાવે......આમીન !

અહકર,

મુહમ્મદ સમીરુદ્દીન કાસિમી

૨૪ જૂન ૧૯૯૧

---

[1] બાઇબલ ઉર્દૂ એડીશન, લાહોર-પાકિસ્તાનનો હવાલો આપવામાં આવ્યો છે.

نَحْمَدُهٗ وَنُصَلِّيْ عَلٰى رَسُوْلِهِ الْكَرِيْمِ

# હઝરત મરયમ (અલ.)નો જન્મ

હઝરત ઈમરાન (અલ.) [હઝરત ઈસા (અલ.)ના નાના] બની ઇસરાઈલ કોમમાં ઘણા નેક, ભલા, મુત્તકી, ઈબાદતગુઝાર, પરહેઝગાર માણસ હતા અને હયકલ (બયતુલ મુકદ્દસ)માં ઇમામત જેવા ઊંચા મનસબ (હોદ્દા) પર બિરાજમાન હોવા છતાં હયકલની બીજી પ્રવૃત્તિઓ અને સેવાકાર્યોમાં તન, મન, ધનથી ભાગ લેતા હતા. આપની અહલિયા હઝરત હન્ના પણ ઘણાં જ પરહેઝગાર, ઈબાદતગુઝાર ખાતૂન હતા. જેના લીધે આપ બન્ને મિયાં–બીવી પોતાની કોમમાં અતિ પ્રિય અને મહબૂબ હતા. આપની સમાજમાં ખૂબ ઈઝઝત હતી.

આપ બન્નેની ઉંમર ઘણી મોટી થઇ ચૂકી હતી અને હજી અવલાદથી મહરૂમ હતા. હઝરત હન્નાને અવલાદની ઘણી તમન્ના રહેતી. એક દિવસ તેમણે ઘણી જ આજિઝી-પૂર્વક અલ્લાહ તઆલાની બારગાહમાં દુઆ ગુઝારી કે હે અલ્લાહ ! મને એક નેક અને ફરમાંબરદાર બાળક અતા ફરમાવ અને મન્નત માની કે અગર અલ્લાહ મારી દુઆ કબૂલ ફરમાવી મને બાળક અતા ફરમાવશે તો હું તેને હયકલની ખિદમત માટે વકફ કરી દઇશ.

અલ્લાહ તઆલાએ હઝરત હન્નાની દુઆ કબૂલ ફરમાવી, પણ બાળકની વિલાદત (જન્મ) પહેલાં તેમના શોહર

હઝરત ઇમરાન (અલ.)નો ઇન્તિકાલ થઇ ગયો. શોહરની વફાત બાદ તેમને ત્યાં છોકરીનો જન્મ થયો જેનું નામ આપે મરયમ રાખ્યું, પણ એક તરફ જેમ આપને અવલાદ મળવા પર અપાર આનંદ થયો તો બીજી તરફ અવલાદમાં છોકરી મળવાથી થોડો અફસોસ પણ થયો કે હવે હું માનેલી મન્નત મુજબ છોકરીને હયકલમાં વકફ કેવી રીતે કરી શકીશ. કારણ કે હયકલની સેવા માટે તો છોકરો મુનાસિબ છે, ન કે છોકરી! હઝરત હન્ના આવા વિચારોમાં પરેશાન હતાં કે અલ્લાહ તઆલા તરફથી ઇલ્હામ થયો કે હે હન્ના! ચિંતા કરવાની જરૂર નથી. તમે તમારી છોકરી મરયમને જ હયકલની ખિદમત માટે વકફ કરી દો, એ છોકરી હોવા છતાં મને કબૂલ છે.

જયારે હઝરત મરયમ (અલ.)ની ઉંમર થોડી મોટી થઇ તો હઝરત હન્નાએ તેમને પોતે માનેલી મન્નત મુજબ હયકલમાં વકફ કરી દીધાં. હઝરત મરયમ (અલ.) એક તો ઓરત હતાં, વળી યતીમ પણ હતાં. માટે હયકલના કાહિ–નોમાંથી કોઇ એક કાહિન[1]ને આપનો સરપરસ્ત અને વાલી નક્કી કરવું જરૂરી હતું. જયારે એ વિષે કાહિનોથી પૂછ–વામાં આવ્યું તો દરેક કાહિને હઝરત મરયમ (અલ.)ને પોતાની સરપરસ્તી અને દેખરેખ હેઠળ લેવાની ઇચ્છા પ્રગટ કરી. એમાં ઝઘડો ઊભો થયો તો એવો નિર્ણય લેવામાં આવ્યો કે દરેક કાહિનના નામની ચીઠ્ઠી નાખવામાં આવે.

[1]કાહિન : બની ઇસ્રાઇલમાં "કાહિન" નેક, મુત્તકી, શરીફ, પરહેઝગાર, ખિદમતગુઝાર વ્યક્તિને કહેવામાં આવે છે.

જે ખૂશનસીબના નામની ચીઠ્ઠી નીકળે તે હઝરત મરયમ (અલ.)ના સરપરસ્ત બને. વારંવાર ચીઠ્ઠીઓ નાખવામાં આવી. દરેક વખતે કાહિનોમાંથી હઝરત ઝકરિય્યા (અલ.)નું નામ નીકળ્યું અને ખરેખર આપ જ એ કામના માટે અનેક રીતે બીજા કાહિનો કરતાં વધુ યોગ્ય અને કાબિલ હતા. કારણ કે એક તો આપ તે વખતના નબી હતા. બીજું, આપ હયકલના સૌથી મોટા કાહિન હતા. વળી સગાઈમાં હઝરત મરયમ (અલ.)ની ખાલા (માસી) અલ-યશઅના શોહર હોવાના નાતે આપના માસા પણ થતા હતા.

આવી રીતે હઝરત મરયમ (અલ.) તે વખતના નબી અને હયકલના સૌથી મોટા કાહિન હઝરત ઝકરિય્યા (અલ.)ની સરપરસ્તીમાં આવી દિલો-જાનથી હયકલની ખિદમત અને ઈબાદતમાં પરોવાયાં. હઝરત ઝકરિય્યા (અલ.) પણ આપની પૂરી દેખરેખ રાખતા. આપ એક ઓરતજાત હોવાને લઇ હઝરત ઝકરિય્યા (અલ.)એ આપના માટે હયકલની સાથે જ એક ઓરડો નક્કી કરી દીધો હતો, જેથી આપ એકાંતમાં રહી પૂરી એકાગ્રતા સાથે અલ્લાહ તઆલાની ઇબાદત કરી શકે. હઝરત મરયમ (અલ.) આખો દિવસ એ ઓરડામાં રહી અલ્લાહ તઆલાની યાદ અને ઈબાદતમાં મશગૂલ રહેતાં અને રાત્રે પોતાની ખાલા અલ-યશઅ પાસે જઇ સૂઇ રહેતાં.

દિવસો પસાર થતા ગયાં. હઝરત મરયમ (અલ.)ને જે કોઇ કામ સોંપવામાં આવતું તે આપ ઘણાં જ ખંતથી પૂરું કરતાં અને બાકીનો સમય ઇબાદતમાં ગુઝારતાં. ધીરે

ધીરે ધીરે આપ બની ઈસ્રાઈલમાં તકવા, ઇબાદત, શરાફત અને પરહેઝગારીમાં એટલા બધા મશહૂર થઈ ગયાં કે ચારે તરફ આપના નામનો ડંકો વાગવા લાગ્યો.

હઝરત ઝકરિય્યા (અલ.) કોઈ કોઈ વાર આપના ઓરડામાં દેખરેખ અર્થે દાખલ થતા તો ત્યાં વગર મોસમનાં તાજા ફળો જોઈને આશ્ચર્યમાં ગરકાવ થઈ જતા. હઝરત ઝકરિય્યા (અલ.) પૂછતા કે, હે મરયમ! આ વગર મોસમનાં તાજા ફળો તારી પાસે કયાંથી આવે છે? તો આપ અદબ-પૂર્વક જવાબ આપતાં કે, "આ ફળો કેવળ અલ્લાહ તઆલાના ફઝલો-કરમથી મારી પાસે આવે છે."

હઝરત ઝકરિય્યા (અલ.)ને કોઈ અવલાદ ન હતી અને આપ તથા આપની અહલિયા અલ-યશઅ એટલાં બધાં ઘરડાં અને ઝઇફ પણ થઇ ચૂકયાં હતાં કે હવે અવલાદની કોઈ આશા રાખવી પણ બેકાર હતી. પણ આપે જયારે હઝરત મરયમ (અલ.)ના ઓરડામાં વગર મોસમના તાજા ફળો જોયા તો આપના દિલમાં એક આશાનું કિરણ પૈદા થયું કે જે અલ્લાહ મોસમ વગર તાજા ફળો આપી શકે છે તે જ કુદરતવાળી જાત આ ઉંમર, ઝઇફી અને ઘડપણમાં મને અવલાદ પણ આપી શકે છે. બસ, આ પ્રકારનો વિચાર આવતાં આપે અલ્લાહ તઆલાની બારગાહમાં જ ઘણી આજિઝીની સાથે અવલાદના માટે દુઆ કરી. અલ્લાહ તઆલાએ આપની દુઆ કબૂલ ફરમાવી અને આપને એક નેક તેમજ ફરમાંબરદાર છોકરો અતા ફરમાવ્યો. જેનું નામ યહ્યા (અલ.) રાખવામાં આવ્યું, જે પાછળથી નબી થયા.

જેમણે હઝરત ઈસા (અલ.)ના પૈદા થવા વિષે આગળથી ખૂશખબરી સંભળાવી અને આપના ઘણા ઘણા ફઝાઈલ બયાન કર્યા.[1]

## હઝરત ઈસા (અલ.)નો જન્મ

હઝરત મરયમ (અલ.) હયકલના પોતાના ઓરડામાં હંમેશા એકાંતમાં મશગૂલ રહેતાં અને હયકલની દિલો–જાનથી ખિદમત કરતા. કેવળ પોતાના જરૂરી કામકાજ અર્થે બહાર તશરીફ લઇ જતાં. એકવાર આપ કોઇ જરૂરી કામ માટે બહાર ગયાં હતાં અને હયકલની પૂર્વ દિશામાં થોડે દૂર એકાંતમાં બેઠાં હતાં તો અચાનક એક અજાણ્યા માણસને પોતાના તરફ આવતાં જોઇ ગભરાઇ ગયાં એ આવનાર માણસ હઝરત જિબ્રઇલ (અલ.) હતા જેમને અલ્લાહ તઆલાએ ઈન્સાનની શકલમાં આપની પાસે મોકલ્યા હતા. આપને શી ખબર કે એ હઝરત જિબ્રઇલ (અલ.) છે. માટે તેમને સંબોધીને કહેવા લાગ્યાં કે, “અગર તારા દિલમાં જરા જેટલો પણ અલ્લાહ તઆલાનો ખૌફ હોય તો હું અલ્લાહ તઆલાની પનાહ માગું છું.” હઝરત જિબ્રઈલ (અલ.)એ કહ્યું કે, “ગભરાવો નહિં! હું ઈન્સાન નથી, બલકે અલ્લાહ તઆલાએ તમારી પાસે મોકલેલો હું એક ફરિશ્તો છું. આપને એક નેક અને ફરમાંબરદાર છોકરાની ખૂશખબરી આપવા આવ્યો છું.” આ સાંભળી હઝરત મરયમ (અલ.) એકદમ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયાં અને તઅજ્જુબથી કહેવા લાગ્યાં, કે “મને છોકરો કેવી રીતે પૈદા

---

[1] સૂરએ આલિ ઇમરાન, આયત ૩૫ થી ૪૧ સુધી.
સૂરએ મરયમ, શરૂથી આયત ૧૫ સુધી.

થશે ? કારણ કે ન તો મારા નિકાહ થયા છે અને ન તો મેં હરામકારી કરી છે. અરે ! આજ સુધી કોઇ માણસે મને હાથ સુદ્ધાં લગાડયો નથી." જવાબમાં હઝરત જિબ્રઈલ (અલ.)એ કહ્યું કે, "અલ્લાહ તઆલાનો ફેસલો એવો જ છે કે તે બાપ વગર છોકરો પૈદા કરે, જે કિયામત સુધી આવનાર દુનિયા માટે અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતનો નમૂનો અને નિશાની બની રહે." અલ્લાહ તઆલા માટે આ કામ બિલકુલ મુશ્કેલ નથી. તેના દરબારમાં તો શબ્દ "કુન" (થઇ જા) કહેતાંની સાથે જ દરેક વસ્તુ તે જ પળે થઈ જાય છે. બસ, તે દિવસે અલ્લાહ તઆલાના હુકમથી હઝરત મરયમ (અલ.)ને હમલ (ગર્ભ) રહી ગયો.

હઝરત ઇસા (અલ.)ની વિલાદત (જન્મ)નો સમય જેમ જેમ નજીક આવતો ગયો તો હઝરત મરયમ (અલ.)ની ચિંતા વધતી ગઈ કે લોકો ખરી હકીકતથી વાકેફ નથી, માટે બાળક પૈદા થવા પર લોકો મારા પર કેવા કેવા આક્ષેપો મૂકશે. મહેણાંટોણાં મારશે. હું લોકોને શું જવાબ આપીશ અને કેવી રીતે ખાતરી કરાવી શકીશ કે હું હરામકારીથી પાક છું. આ મારા પેટે પૈદા થનારું બાળક અલ્લાહ તઆલા તરફથી તેની મહાન કુદરતની એક અજોડ નિશાની છે. છેવટે હઝરત મરયમ (અલ.) ચિંતાતૂર થઇ પરેશાનીની હાલતમાં હયકલથી દૂર સરાત નામી એક પહાડ પર ચાલ્યાં ગયાં, (આ પહાડ આજે બયતુલ-લહમના નામે ઓળખાય છે). ત્યાં પહોંચ્યા બાદ આપના પેટ મુબારકમાં દુઃખાવો શરૂ થયો તો એક ખજૂરના ઝાડના થડ સાથે ટેકો લગાવીને બેસી ગયાં અને બેહદ ગમગીન થઇ કહેવા લાગ્યાં : "કાશ !

હું આ પ્રસંગ પહેલાં મરી ચૂકી હોત તો સારું થાત.... દુનિયા મને ભૂલી ચૂકી હોત અને હું આ બદનામીથી બચી જાત.” એટલામાં અલ્લાહ તઆલાના હુકમથી એક ફરિશ્તાએ હઝરત મરયમ (અલ.)ને સંબોધી કહ્યું : “હે મરયમ ! ગમગીન ન થાઓ, આપના પરવરદિગારે આપના માટે પહાડના નીચેના ભાગમાં એક ઝરણું વહેતું કરી દીધું છે અને આપ આ ખજૂરના ઝાડને પકડી હલાવો તો પાકું અને તાજું ખજૂર નીચે પડવા લાગશે. ખજૂર ખાઓ, ઝરણાનું પાણી પીઓ, બાળકના દીદાર કરી આંખોને ઠંડક આપો અને બધા દુઃખ ભૂલી જાઓ.” આ ગેબી ખૂશખબરી સાંભળી હઝરત મરયમ (અલ.)ની સર્વ ચિંતા દૂર થઈ ગઈ. આપ તમામ દુઃખોને ભૂલી ગયાં. થોડી વાર પછી બાળકનો જન્મ થયો. આપ જોઇને ઘણાં જ ખૂશ થઈ ગયાં.

આપ બાળકને લઈ હયકલ તરફ રવાના થયાં તો જેમ જેમ શહેર નજીક આવતું ગયું તો ફરી આપના દિલમાં બેચેની અને ચિંતા શરૂ થઈ કે લોકો મારી ગોદમાં બાળકને જોઇ મારા ઉપર હરામકારીની તોહમત મૂકશે તો કોમને હું શું જવાબ આપીશ ? તો ફરી અલ્લાહ તઆલાએ એક ફરિશ્તા મારફત પયગામ મોકલ્યો કે ગભરાવાની બિલકુલ જરૂર નથી તમે આજે બોલવાનો રોઝો રાખી લો, (બની ઇસ્રાઇલમાં બોલવાનો રોઝો રાખવો જાઈઝ હતો. આ ઉમ્મત માટે જાઇઝ નથી). શહેરમાં અગર લોકો બાળક વિષે પૂછે તો ઇશારાથી કહી દો કે આજે મારો બોલવાનો રોઝો છે. તમારે જે પૂછવું હોય તે આ બાળકથી પૂછી લો, એ જવાબ આપશે.

જ્યારે હઝરત મરયમ (અલ.) શહેરમાં દાખલ થયાં તો આપની ધારણા ખરી પડી. આપની ગોદમાં બાળક જોઈ લોકો આપને ચારે તરફથી ઘેરી વળ્યા અને કહેવા લાગ્યા કે, "હે [1]હારૂનની બહેન ! ન તો તારો બાપ ખરાબ આદમી હતો અને ન તો તારી માં ખરાબ ચાલ-ચલગતવાળી હતી. તું આ શું કરી બેઠી ? તેં તો ઘણું જ ખરાબ કામ કર્યું." લોકોની આ વાતો સાંભળી હઝરત મરયમ (અલ.)એ અલ્લાહ તઆલાના હુકમ અનુસાર તરત જ બાળક તરફ ઇશારો કરી ઇશારાથી લોકોને જણાવી દીધું કે તમારે જે કંઇ પૂછવું હોય તે આ બાળકને પૂછી લો, મારો તો આજે બોલવાનો રોઝો છે. લોકો તો આ સાંભળી એકદમ આશ્ચર્યમાં ડૂબી ગયા અને કહેવા લાગ્યા : "આ તો દૂધ પીતું નાનું બાળક છે, એની સાથે અમે કેવી રીતે વાતો કરીએ." એટલામાં તો ખુદ તે નાનું બાળક (હઝરત ઈસા અલ.) તરત બોલી ઉઠયું : "હે લોકો ! હું અલ્લાહનો બંદો છું. અલ્લાહ તઆલાએ મને નબી બનાવવાનો અને મુકદ્દસ કિતાબ ઇન્જીલ આપવાનો નિર્ણય કર્યો છે. અલ્લાહ તઆલાએ મને મુબારક (બરકતવાળો) બનાવ્યો છે. ભલે, હું કોઈ પણ સ્થળે રહું. અલ્લાહ તઆલાએ મને નમાઝ પઢવાનો તથા ઝકાત આપવાનો હુકમ દીધો છે. હું જ્યાં સુધી જીવતો રહું આ જ મારો શિઆર (ખાસ મઝહબી તરીકો) છે. અલ્લાહ તઆલાએ મને મારી માં નો ખિદમતગુઝાર બનાવ્યો છે. મને જિદ્દી

---

[1]અહીં હારૂનથી મુરાદ તે પયગમ્બર નથી જે હઝરત મૂસા (અલ.)ના વખતમાં થઈ ગયા છે, બલકે હઝરત મરયમના એક ભાઇ મુરાદ છે, જેનું નામ પણ હારૂન હતું.

કે હઠીલો બનાવ્યો નથી. અલ્લાહ તઆલા તરફથી મને સલામતીનો સંદેશો આપવામાં આવ્યો છે, જે દિવસે મારો જન્મ થયો, જે દિવસે હું મરીશ અને જે દિવસે ફરી જીવતો કરી મને ઉઠાવવામાં આવશે."[1]

લોકો દૂધ પીતાં બાળકના મોઢથી આવી હિકમતભરી વાતો સાંભળી હેરાન થઈ આશ્ચર્યમાં ડૂબી ગયા અને તેમને યકીન થઇ ગયું કે હઝરત મરયમ (અલ.)નું દામન હરામકારીથી બિલકુલ પાક છે અને આ બાળકનો જન્મ ખરેખર, અલ્લાહ તઆલાની કુદરતની એક અજીબ નિશાની છે.

## હઝરત ઇસા (અલ.)ની શકલો–સૂરત

મેઅરાજમાં આસમાન પર હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુલાકાત હઝરત ઈસા (અલ.) સાથે થઈ હતી. હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે આપનું કદ મુબારક દરમિયાની હતું, (ન તો બહુ ઊંચા હતા, ન તો બહુ નીચા હતા). આપનો રંગ લાલાશ પડતો સફેદ હતો. બદન મુબારક એવું તો પાકસાફ અને સ્વચ્છ હતું કે જાણે હમણાં જ આપે ગુસલ ફરમાવ્યું છે એવો ભાસ થતો હતો. આપની ઝુલ્ફ મુબારક (વાળોની લાંબી લટ) ખભા સુધી લટકી રહી હતી.[2]

---

[1] સૂરએ આલિ ઇમરાન, આયત ૪૫ થી ૪૮ સુધી અને સૂરએ મરયમ, આયત ૧૬ થી ૩૩ સુધી.

[2] બુખારી શરીફ, ભાગ પહેલો પેજ ૪૮૯.

## હઝરત ઈસા (અલ.)ની રહેણી–કરણી

હઝરત ઈસા (અલ.)નું જીવન મુબારક અત્યંત સાદગી-ભર્યું હતું. આપનો ખોરાક અને પોશાક પણ ઘણો જ સાદો અને બેતકલ્લુફ હતો. સારાંશ કે સાદગીભર્યા વાતાવરણમાં આપની પરવરિશ થઈ અને જ્યાં સુધી આ જમીન પર રહ્યા એ જ હાલતમાં રહ્યા. આપના અંદર નબી બનવાની અલા-મતો બચપનથી જ જણાતી હતી, બલકે ઉઠવું, બેસવું, ખાવું, પીવું વગેરે પ્રત્યેક અદાથી આપની જાતમાં રિસાલતની સિફતો અને ખૂબીઓનાં સ્પષ્ટ રીતે દર્શન થતાં હતાં.

## હઝરત ઈસા (અલ.) ઉલુલ અઝમ રસૂલ હતા

જ્યારે આપ જવાન થયા તો આપને બની ઇસ્રાઈલ કોમ માટે નબી બનાવવામાં આવ્યા. બની ઇસ્રાઈલમાં આમ તો બેશુમાર પયગમ્બરો આવ્યા, પણ તેમાં બે રસૂલો ઘણા જ મહાન થયા છે. એક હઝરત મૂસા (અલ.) અને બીજા હઝરત ઈસા (અલ.).[1]

[1]સૂરએ આલિ ઇમરાન, આયત ૪૯
સૂરએ નિસાઅ, આયત ૧૫૭ અને ૧૭૧
સૂરએ મરયમ, આયત ૩
સૂરએ સફ, આયત ૬
ઇન્જીલ મતા, બાબ ૨૧ આયત ૧૧
ઈન્જીલ લૂકા, બાબ ૭ આયત ૨૭
ઈન્જીલ યૂહન્ના, બાબ ૧૩ આયત ૧૬ અને બાબ ૪ આયત ૪૪

## હઝરત ઇસા (અલ.) પર ઇન્જીલનું ઊતરાણ

હઝરત ઇસા (અલ.) નબી થયા પછી પોતાની કોમને આસમાની કિતાબ તૌરાતની તાલીમ આપતા અને તૌરાતના હુકમો પર અમલ કરવાનો અનુરોધ કરતા. પાછળથી તૌરાતની તાલીમની પૂર્ણાહુતિ રૂપે અલ્લાહ તઆલાએ આપના ઉપર ઇન્જીલ નાઝિલ ફરમાવી, જેનો દુનિયાની ચાર મહાન આસમાની કિતાબોમાં શુમાર થાય છે. ઇન્જીલમાં બિલકુલ સાફ શબ્દોમાં જણાવવામાં આવ્યું હતું કે તૌરાત અલ્લાહ તઆલાની જ કિતાબ છે અને તેની તાલીમ તથા તેમાં લખેલાં તમામ મસાઇલ હક અને તદ્દન સાચાં છે. બની ઇસ્રાઇલે એના પર અમલ કરવો જરૂરી છે.[1]

નોટ :– આજકાલ ઈસાઈ કોમ પાસે જે ઈન્જીલ (બાઈબલ) છે તે, તે ઇન્જીલ નથી જે અલ્લાહ તઆલાએ હઝરત ઇસા (અલ.) પર નાઝિલ ફરમાવી હતી; બલકે હઝરત ઇસા (અલ.)ના સેંકડો વરસ પછી પોતાના મન મુજબ અદલ બદલ કરીને તરતીબ આપવામાં આવેલી એ ઈન્જીલ છે, જે ભરોસાપાત્ર નથી. ઇન્જીલ લૂકાના શરૂમાં અને ઈન્જીલ યુહન્નાના છેલ્લે એ વિષે સ્પષ્ટ ખુલાસો કરવામાં આવ્યો છે તે છતાં પણ અહીં કોઈ કોઈ સ્થળે જે

[1] સૂરએ માઇદહ, આયત ૪૬ અને ૧૧૦ – સૂરએ સફ, આયત ૬ – સૂરએ હદીદ, આયત ૨૭.

ઇન્જીલનો હવાલો આપવામાં આવ્યો છે તે એટલા માટે કે ખુદ એમની ઈન્જીલથી જ ઈસાઈ કોમના ખોટા અકીદાઓ પણ સારી રીતે રદ થઈ શકે.

## હઝરત ઈસા (અલ.)ની તાલીમનો ખુલાસો

(૧) હું અલ્લાહ તઆલાનો બેટો નથી; બલકે તેનો બંદો છું.[1] જેવી રીતે અલ્લાહ તઆલાએ વગર માં-બાપે હઝરત આદમ (અલ.)ને પૈદા કર્યા હતા તેવી જ રીતે મને પોતાની કુદરતથી વગર બાપે પૈદા કર્યો છે. અલ્લાહ તઆલા બીવી (પત્ની) અને અવલાદથી પાક છે. જે કોઈ મને અલ્લાહ તઆલાનો બેટો માનશે તે શિર્ક કરનારો થશે અને કાયમના માટે દોઝખમાં જશે.

(૨) અલ્લાહ કેવળ એક છે અને તે જ માત્ર બંદગીના લાયક છે, તેના સિવાય બીજું કોઈ ઈબાદતના લાયક નથી. અલ્લાહ તઆલા સિવાય બીજાને ખુદા માનવું અથવા તેની

---

[1] સૂરએ આલિ ઇમરાન, આયત ૫૯ – સુરએ નિશાઅ, આયત ૧૭૧ અને ૧૭૨ – સુરએ ઝુખ્રુફ, આયત ૫૯ – સુરએ માઈદહ, આયત ૭૨ અને ૭૩ – સુરએ બકરહ, આયત ૧૧૬ – સુરએ મરયમ, આયત ૩૫ અને ૩૬ – ઈન્જીલ મતા, બાબ ૨૫ આયત ૩૧ અને બાબ ૨૪ આયત ૩૦.

ખાસ સિફતોમાં શરીક કરવું શિર્ક છે. જેની સજા હંમેશની જહન્નમ સિવાય બીજી કોઈ નથી.[1]

(૩) જેવી રીતે અલ્લાહ તઆલાએ મારાથી પહેલાં ઉમ્મતોની હિદાયત માટે રસૂલો મોકલ્યા હતા તેવી જ રીતે મને પણ અલ્લાહ તઆલાએ રસૂલ બનાવી મોકલ્યો છે. કેટલાક લોકો મારા પર ઈમાન લાવ્યા. બસ, હું અલ્લાહનો કલિમો અને તેનો રસૂલ છું.

(૪) એક વખત આવશે જ્યારે આ તમામ કાઇનાત (સૃષ્ટિ) ખતમ કરી નાખવામાં આવશે, જેને કિયામતનો દિવસ કહેવામાં આવે છે. દરેક ઇન્સાનથી તેના સારાનરસા કરતૂતોનો હિસાબ લેવામાં આવશે. જે આ દુનિયાથી ઈમાનની સાથે જશે અને નેક કામો કર્યા હશે તે જન્નતમાં જશે અને ત્યાં હંમેશા હંમેશા રહેશે અને જે કુફ્ર તેમજ શિર્કની હાલતમાં જશે અને ખરાબ કામો કર્યા હશે તે દોઝખમાં જશે, જ્યાં ધગધગતી આગ અને અપાર તકલીફો હશે.[2]

---

[1] સુરએ આલિ ઇમરાન, આયત ૬૨ અને ૬૪ – સુરએ નિસાઅ, આયત ૧૭૧ – સુરએ માઇદહ, આયત ૭૨ અને ૭૩ – ઝબૂર, બાબ ૯ આયત ૨ અને બાબ ૮૬ આયત ૧૦ અને ખુરૂજે બાબ ૨ આયત ૨૩, આયત ૪ અને ૫ – ઇન્જીલ યુહન્ના બાબ ૫ આયત ૨૧ – સુરએ નિસાઅ આયત ૪૮ અને ૧૧૬.

[2] સુરએ અન્આમ, આયત ૧૨, ૨૨ અને ૩૧ – ઇન્જીલ મતા બાબ ૫ આયત ૨૨ – ઇન્જીલ ઉમ્માલ બાબ ૨૪ આયત ૧૫ – ઇન્જીલ પુત્રસ, બાબ ૪ આયત ૭.

(૫) કિયામતમાં કોઇ માણસના ગુનાહો વતી બીજો કોઈ માણસ કફ્ફારો બની શકશે નહીં; બલકે દરેક માણસ પોતાના ગુનાહો અને નેકીઓનો પોતે જિમ્મેદાર અને જવાબદાર હશે.[1]

(૬) તમામ પયગમ્બરોને અલ્લાહ તઆલાના નેક, પાકીઝહ બંદાઓ અને રસૂલો માનવામાં આવે કે જેમને પોતપોતાની ઉમ્મતની હિદાયત માટે મોકલવામાં આવ્યા હતા.[2]

(૭) પોતાની કોમ બની ઇસ્રાઈલથી આપે ખુસૂસી તોર પર અહદ લીધો કે મારા પછી એક મહાન રસૂલ આવનાર છે, તેના પર જરૂર ઇમાન લાવશો. તેનું નામ અહમદ હશે, તે આખરી નબી હશે. તે જ્યારે આ દુનિ-યામાં તશરીફ લાવશે તે વખતે જે કોઈ હશે તેના પર જરૂરી થશે કે તે આખરી નબી પર ઈમાન લાવે અને હર પ્રકારે તેની મદદ કરે.[3]

(૮) નમાઝ પઢે, ઝકાત આપે, અલ્લાહ તઆલાની ઈબાદત કરે, સારા કામો કરે અને અલ્લાહ તઆલાની નાફરમાનીથી બચે.[4]

---

[1]સૂરએ બકરહ, આયત ૪૮ અને ૧૨૩ – સૂરએ બની ઈસ્રાઇલ આયત ૧૫.

[2]સુરએ આલિ ઇમરાન, આયત ૩૩ – સુરએ અન્આમ, આયત ૮૫, ૮૬ અને ૮૭.

[3]સુરએ સફ, આયત ૬ – સુરએ આલિ ઇમરાન આયત ૮૧ – સુરએ અઅરાફ, આયત ૧૫૭.

[4]સુરએ મરયમ, આયત ૩૧ – સુરએ આલિ ઈમરાન, આયત ૫૭.

(૯) લોકો સાથે અખ્લાકથી પેશ આવે. લોકોથી મુહબ્બત રાખે, અલ્લાહ તઆલાની તમામ મખ્લૂકની ખિદમત કરવામાં કોઈ કસર બાકી ન રાખે.[1]

આ સિવાય પણ આપની હિકમતભરી તાલીમનો એટલો મોટો ખજાનો છે કે જેનું વર્ણન કરવું અહીં લગભગ અશકય છે.

## હવારીઓ

હઝરત ઈસા (અલ.) રાત-દિવસ પેતાાની રિસાલત અને અલ્લાહ તઆલાના અહકામોની તબ્લીગ કરતા. ગામ-ડાંઓ, શહેરો સિવાય જંગલોમાં પણ દૂર દૂર સ્થળે આપ તબ્લીગ અર્થે તશરીફ લઇ જતા અને લોકોને સીધા રસ્તા પર લાવવા અથાગ મહેનત કરતા. લોકોની ફરમાઇશ પર સમય અને મોકા અનુસાર મો'જિઝાઓ પણ બતલાવતા કે લોકો આપની નુબુવ્વત પર યકીન કરી અલ્લાહ તઆલાના હુકમોનું પાલન કરે.

ધીરે ધીરે આપની તબ્લીગ અને તાલીમની એ અસર થઇ કે થોડાક લોકો દિલથી આપના ઉપર ઈમાન લાવી આપની શરીઅત પર અમલ કરવા લાગ્યા. આપના દુશ્મનો અને વિરોધીઓ આ ન જોઇ શકયા, જેથી આપના સાથી-ઓને ખૂબ સતાવ્યા. તકલીફ અને ઇજાઓ આપી છતાં તમામ સાથીઓ સહન કરતા રહી શરીઅત પર અમલ કરતા રહ્યા, તેમજ દરેક મુસીબતમાં હઝરત ઇસા (અલ.)ના

[1] સુરએ અલ-હદીદ, આયત ૨૭.

પડખે રહી આપની મદદ કરતા રહ્યા. આ જ સાથીઓ પાછળ જતાં હવારીઓ કહેવાયા, કુર્આન શરીફમાં પણ આપના એ સાથીઓને "હવારી" અને "અન્સારી" જેવાં બે માનભર્યાં શબ્દો વડે યાદ કરવામાં આવ્યાં છે.[2]

આ જ હવારીઓ હઝરત ઇસા (અલ.)ને આસમાન પર ઉઠાવી લીધા બાદ આપની તાલીમ અને શરીઅતની મરતાં દમ સુધી તબ્લીગ કરતા રહી કુરબાનીઓ આપતા રહ્યા.

## હઝરત ઈસા (અલ.)ને અલ્લાહ તઆલાનું આસમાન પર ઉઠાવી લેવું

હઝરત ઈસા (અલ.)ની તબ્લીગ અને તાલીમની રાત-દિવસ વધતી જતી અસર જોઈ કેટલાક લોકોના દિલમાં હસદની આગ ભડકી ઉઠી. સહન ન કરી શકયા અને આપને સતાવવાની શરૂઆત કરી. કેવળ આપની તાલીમ જ નહીં; બલકે આપની રિસાલતનો પણ ઈન્કાર કર્યો. લોકોને ભડ-કાવવા લાગ્યા કે (નઊઝુબિલ્લાહ) હઝરત ઈસા (અલ.) ચાલાકીથી યહૂદીઓના બાદશાહ બનવા માંગે છે; બલકે તાજો-તખત આંચકી લઈ જબરદસ્તી રાજ કરવાના સ્વપ્નાં જુએ છે. બસ, પછી શું ? થોડા જ દિવસોમાં આપના વિરોધીઓનું એક મોટું જૂથ ભેગું થઈ ગયું. આપને કતલ કરવાના કાવતરાંઓ થવા લાગ્યાં, અહિંયા સુધી કે તે

---

[2]સુરએ આલિ ઇમરાન, આયત પર, પ૩ અને પ૪ – સૂરએ સફ, આયત ૧૪ – સુરએ માઇદહ, આયત ૧૧૧.

સમયના બાદશાહને પણ જૂઠી વાતો કહી ભડકાવવામાં આવ્યો અને આપને શહીદ કરવા માટે તેને કહેવામાં આવ્યું.

આ તરફ વિરોધીઓની વધતી જતી શરારતને ધ્યાનમાં લઇ હઝરત ઇસા (અલ.)એ તમામ હવારીઓને એક મકાનમાં ભેગાં કર્યાં અને તેમને અનેક નસીહતો કરવા બાદ ફરમાવ્યું : "હવે ઘણો જ કપરો અને સખત સમય આવનારો છે. તમે લોકો ઈમાન અને મઝહબ પર ઘણી જ મજબૂતીની સાથે કાયમ રહેજો. તબ્લીગ કરતા રહેજો." તમામ હવારીઓએ તે વેળા ઇમાન અને મઝહબ પર કાયમ રહેવાનો પાકો અહદ કર્યો અને એના પર સાબિતકદમ રહેવા માટે અલ્લાહ તઆલાથી આજિજીપૂર્વક દુઆ પણ માંગી.

વધુમાં હઝરત ઇસા (અલ.)એ ફરમાવ્યું : "મને અલ્લાહ તઆલાએ વહી મારફત ખબર આપી છે કે અલ્લાહ તઆલા મને એક ખાસ મુદ્દત માટે જીવતો આસમાન પર ઉઠાવી લેશે જે મારા હવારીઓ અને મારા વિરોધીઓ બન્ને માટે સખત આજમાઇશ હશે. બતાવો, તમારામાંથી કોઇ તૈયાર છે, જેની શકલ–સૂરત અલ્લાહ પાક મારા જેવી બનાવી દે અને વિરોધીઓ તેને હઝરત ઇસા (અલ.) સમજી શહીદ કરી દે. હું તેના માટે આખિરતમાં જન્નતની ખુશ–ખબરી આપું છું. તરત જ એક હવારીએ આ માટે પોતાની ખુશી દર્શાવી તો અલ્લાહ તઆલાએ તે હવારીને હઝરત ઇસા (અલ.)ની શકલ–સૂરતમાં ફેરવી દીધો.[1]

[1] કસસુલ કુર્આન, ભાગ ૪, પેજ ૧૨૭ – સુરએ આલિ ઇમરાન, આયત ૫૨, ૫૩ અને ૫૪ – સુરએ માઈદહ આયત ૧૧૧ – સુરએ સફ, આયત ૧૪.

જે મકાનમાં હઝરત ઈસા (અલ.) હવારીઓ સાથે ભેગા થયા હતા તેને દુશ્મનોએ ચારે બાજુથી ઘેરી રાખ્યું હતું અને અંદર ઘૂસવાના પ્રયત્નો કરી રહ્યા હતા. આ તરફ અલ્લાહ તઆલાએ પોતાનો ફઝલ ફરમાવ્યો અને ફરિશ્તાઓ મારફત આપને જીવતાં આસમાન પર ઉઠાવી લીધા તથા દુશ્મનોની શરારતથી મહફૂઝ કરી દીધા. થોડી જ વારમાં દુશ્મનો મકાનની અંદર ઘૂસી ગયા અને પેલા હવારીને જેની શકલ-સૂરત અલ્લાહ તઆલાએ હઝરત ઈસા (અલ.) જેવી બનાવી દીધી હતી, તેને હઝરત ઈસા (અલ.) સમજી પકડી લીધો. તેને બૂરું-ભલુ કહેવા લાગ્યા અને બહાર લાવી શૂળી પર ચઢાવી દીધો. આવી રીતે વિરોધીઓએ એવો ગુમાન કરી લીધો કે અમે હઝરત ઈસા (અલ.)ને શૂળી પર ચઢાવી દીધા છે, છૂટકારાનો દમ લીધો.

આ પ્રસંગ પછી થોડી વારે તમામ વિરોધીઓ શંકામાં પડી ગયા કે આપના હવારીઓમાંથી એક હવારી ઓછો કેમ છે? અગર આપણે હઝરત ઈસા (અલ.)ને શૂળી પર ચઢાવી દીધા તો એક હવારી ક્યાં ગયો? અને જો કોઈ એક હવારીને શૂળી આપી દીધી તો હઝરત ઈસા (અલ.) ક્યાં ગયા? ધીરે ધીરે આ શંકાએ એવું તો જોર પકડ્યું કે આજે સેંકડો વરસ પસાર થઈ ગયા બાદ પણ આ ગૂંચવાડામાંથી ઈસાઈઓ નીકળી શક્યા નથી; બલકે વધુ ને વધુ ગૂંચવાતા જ જાય છે.[2]

---

[2]સૂરએ આલિ ઈમરાન, આયત ૫૫ – સૂરએ નિસાઅ, આયત ૧૫૭ અને ૧૫૮ – સૂરએ માઇદહ, આયત ૧૧૦.

હા, કુર્આન શરીફે એ વિષે સ્પષ્ટ ખુલાસો કર્યો છે કે હઝરત ઈસા (અલ.)ને દુશ્મનો શૂળી તો દૂર રહી, હાથ સુદ્ધાં લગાડી શકયાં નથી; બલ્કે અલ્લાહ તઆલાએ આપને જીવતાં આસમાન પર ઉઠાવી લીધા છે.

## હઝરત ઇસા (અલ.)નું જમીન પર પાછા ઊતરવું

જ્યારે કિયામત કરીબ હશે ત્યારે અલ્લાહ તઆલાના હુકમથી હઝરત ઇસા (અલ.) જમીન પર ઊતરશે અને આપના આ ઊતરવાને કિયામતની મોટી નિશાનીઓ પૈકી એક નિશાની ગણવામાં આવે છે. જેનું વર્ણન મુત........વાતિર હદીસોમાં આવ્યું છે.[1]

આપનો જમીન પર તશરીફ લાવવાનો પ્રસંગ આ પ્રમાણે છે કે મુસલમાનો અને કાફિરો વચ્ચે ઘમસાણ લડાઈ ચાલુ હશે, મુસલમાનોના લશ્કરના આગેવાન ઈમામ મહદી[2] (અલ.) હશે. હજી લડાઈ ચાલુ જ હશે કે એ દરમિયાન દજ્જાલ જાહેર થશે, જેની ખબર જોરશોરથી ચારે તરફ ફેલાઈ જશે.

---

[1] સૂરએ ઝુખરૂફ, આયત ૬૧ – મુસ્લિમ શરીફ જિલ્દ ૨ પેજ ૩૯૩

[2] ઇમામ મહદી (અલ.) હુઝુરે પાક (સલ.)ના ખાનદાનમાંથી હશે. જે કિયામતના કરીબ જાહેર થશે અને મુસલમાનોની આગેવાની લેશે. જેનું વિગતવાર બયાન હદીસોમાં આવ્યું છે.

દજ્જાલ એક આંખે કાણો હશે. તેની પેશાની પર કાફિર છૂટા છૂટા અક્ષરોમાં (કાફ, ફે અને રે) લખેલું હશે. જેને કેવળ મુસલમાનો જ વાંચી શકશે, કાફિરો વાંચી શકશે નહિં.[3]

દજ્જાલ પોતે ખુદા હોવાનો દાવો કરશે. અજીબ-અજીબ ચમત્કારો બતલાવશે, અલ્લાહ તઆલા પણ લોકોની આજમાઇશ માટે તેને દરેક પ્રકારની છૂટ અને તાકત આપશે. તેના હાથે પ્રગટ થતી આશ્ચર્યજનક વાતો અને અદ્ભૂત ચમત્કારો જોઇ ઘણા લોકો તેના પર ઇમાન લઈ આવશે; પરંતુ જે ખરા મુસલમાન હશે તે ઇનકાર કરશે અને તેને ખુદાનો દાવો કરવાથી રોકવાનો પ્રયાસ કરશે, પણ દજ્જાલ માનશે નહિં, ધીરે ધીરે મામલો એટલો બધો સખત અને વાતાવરણ એટલું બધું તંગ થઈ જશે કે મુસલમાનો પરેશાન થઇ છૂટકારાનો રસ્તો શોધવા લાગશે.

આમ, ધીરે ધીરે દજ્જાલનું જોર વધતું જશે તો એક દિવસ મુસલમાનો જ્યારે શામ (સિરિયા)ની રાજધાની દમિશ્ક શહેરની જામેઅ મસ્જિદમાં ફજરની નમાઝ માટે ભેગા થયા હશે, ઇમામ મહદી (અલ.) નમાઝની ઈમામત માટે મુસલ્લા પર પહોંચી ચૂકયા હશે, લોકો સફો બનાવીને ઊભા હશે, ઇકામત (તકબીર) થઈ રહી હશે કે અચાનક જામેઅ મસ્જિદના પૂર્વ દિશાના મિનારા તરફથી શોર સંભળાશે. લોકોનું ધ્યાન એ તરફ ખેંચાશે અને જોવા

[3] મુસ્લિમ શરીફ, જિલ્દ ૨ પેજ ૪૦૦ - બુખારી શરીફ, ભાગ ૨ પેજ ૧૦૫૫

લાગશે તો એક સફેદ વાદળ નજર આવશે અને થોડી વારે હઝરત ઈસા (અલ.)ના દીદાર થશે કે આપ પીળા રંગની ચાદરોમા બદન મુબારકને ઢાંકીને બે ફરિશ્તાઓના સહારે આસમાન પરથી ઊતરી રહ્યા છે.[1] ફરિશ્તાઓ આપને પૂર્વ દિશામાં આવેલા મિનારા પર મૂકી તરત પાછા ચાલ્યા જશે. લોકો નમાઝ મોકુફ રાખીને મિનારા સાથે એક મોટી સીડી* લગાવી આપને મસ્જિદની સહનમાં ઊતારશે આપ મુસલમાનો સાથે મળી ફજરની નમાઝ માટે સફમાં ઊભા રહી જશે. ઈમામ મહદી (અલ.) આગળ વધી આપના માનમરતબાને ધ્યાનમાં લઈ આપને ફજરની નમાઝ પઢાવવા માટે દરખાસ્ત કરશે; પરંતુ આપ ફરમાવશે કે ઈકામત તમારા માટે કહેવામાં આવી છે માટે તમે જ નમાઝ પઢાવો.[1] ઈમામ મહદી (અલ.) ફજરની નમાઝ પઢાવશે. નમાઝથી ફારિગ થઇ દજ્જાલને કતલ કરવાની તૈયારીઓ શરૂ થઇ જશે. મુસલમાનોની આગેવાની હઝરત ઈસા (અલ.)ને સોંપવામાં આવશે.

---

[1]ઇન્જીલ મતા, બાબ ૨૪ આયત ૩ થી ૩૧ – ઇન્જીલ લૂકા, બાબ ૨૧ આયત ૨૭

*અહીં એક નુક્તો જાણવા જેવો છે કે જયારે હઝરત ઇસા (અલ.) આસમાન પર હતા તો તે આલમના મુવાફિક આસમાન પરથી ઉતરવાનો બંદોબસ્ત ગેબથી ફરિશ્તાઓ મારફત કરવામાં આવ્યો અને જયારે આપ મિનારા પર ઊતરી ચૂકયા તો હવે આ દુનિયા જે દારૂલ અસ્બાબ છે એ આધારે મિનારા પરથી નીચે ઊતરવા માટે સીડીની વ્યવસ્થા કરવી પડી.

[1]મિશ્કાત શરીફ, ભાગ ૨, પેજ ૪૮૦

હઝરત ઇસા (અલ.) પોતાના મુબારક હાથમાં નેઝો (ભાલા જેવું એક હથિયાર) લઇ દજ્જાલના કતલ માટે રવાના થશે. દજ્જાલ આપના તશરીફ લાવવાના સમાચાર સાંભળી ધ્રુજી ઉઠશે અને બચવાના પ્રયત્નો કરશે, પણ હઝરત ઇસા (અલ.) દમિશ્ક શહેરના લુદ નામના એક દરવાજા પાસે દજ્જાલને પકડી પાડશે. આમ તેને કતલ કરી દેશે અને આમ દજ્જાલના એ જબરદસ્ત ફિત્નાનો અંત આવશે.[2]

## હઝરત ઇસા (અલ.) હુઝુરે પાક (સલ.)ની શરીઅત પર અમલ કરશે

હઝરત ઇસા (અલ.) જયારે આસમાન પરથી બીજી વાર આ દુનિયામાં તશરીફ લાવશે તો હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના એક ઉમ્મતી તરીકે તશરીફ લાવશે. આપ નવા રસૂલ કે નબી બનીને આવશે નહિં; બલકે આપ પણ હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શરીઅત પર અમલ કરશે.

## દુનિયામાં કેવળ એક મઝહબ ઇસ્લામ બાકી રહેશે

હઝરત ઇસા (અલ.)નું આસમાન પરથી બીજીવાર આ દુનિયામાં તશરીફ લાવવું અને દજ્જાલને કતલ કરી

[2]મુસ્લિમ શરીફ, જિલ્દ ૨, પેજ ૪૦૧ – બુખારી શરીફ, જિલ્દ ૧ પેજ ૪૯૦

એક મહાન ફિત્નાને ખતમ કરવો એ એવા પ્રસંગો હશે કે જેને જોઇ અથવા એ વિષે સાંભળી લોકો હેરાન થઈ જશે અને આપને દિલથી ચાહવા લાગશે. એ સિવાય આપની પાકીઝગી, તકવા અને પરહેઝગારીની દુનિયા પર એવી અસર થશે કે આપની દાવત પર લોકો આવી આવી મુસલમાન થવા લાગશે. તમામ કાફિરો, મુશરિકો, યહૂદીઓ અને ઇસાઇઓ પણ આપના હાથ પર ઈસ્લામ કબૂલ કરી લેશે. આખી દુનિયા મુસલમાન થઈ જશે. ઈસ્લામ સિવાય બીજો કોઈ મઝહબ બાકી રહેશે નહિં.[1]

## યાજૂજ—માજૂજનો ફિત્નો

ધીરે ધીરે આખી દુનિયામાં અમન અને શાંતિ ફેલાઇ જશે. થોડો વખત આમ ચાલશે કે યાજૂજ–માજૂજના ફિત્નાનો આરંભ થશે. યાજૂજ–માજૂજ હઝરત આદમ (અલ.)ની અવલાદમાંથી એક કોમ છે. આ કોમની સંખ્યા એટલી બધી મોટી છે કે લોકો જોઈને આશ્ચર્યમાં ડૂબી જશે. જે બાગ પાસેથી પસાર થશે તેને જરા વારમાં ખાઇને ખતમ કરી દેશે. આ કોમ મુસલમાનોને બેહદ સતાવશે. મારધાડ કરશે. મુસલમાનો તંગ થઈ જશે તો હઝરત ઇસા (અલ.) અલ્લાહ તઆલાથી દુઆ કરશે. અલ્લાહ તઆલા આપની દુઆ કબૂલ ફરમાવશે અને થોડી મુદ્દતમાં આ મહાન ફિત્નાનો અંત આવશે.[2]

---

[1] બુખારી શરીફ, જિલ્દ ૧ પેજ ૪૯૦

[2] સૂરએ કહફ, આયત ૯૪ – સૂરએ અંબિયા, આયત ૯૬ – મુસ્લિમ શરીફ, જિલ્દ ૨ પેજ ૪૦૨ – બુખારી શરીફ, જિલ્દ ૨ પેજ ૧૦૫૬

## હઝરત ઇસા (અલ.)ના નિકાહ

હઝરત ઈસા (અલ.)ને જ્યારે જીવતાં આસમાન પર ઉઠાવી લેવામાં આવ્યા હતા ત્યારે આપની ઉંમર ૩૩ વરસની હતી અને હજી આપના નિકાહ ન થયા હતા, પણ જ્યારે બીજીવાર આપ દુનિયામાં તશરીફ લાવશે તો આપ નિકાહ કરશે અને આપની અવલાદ પણ થશે.[1]

## હઝરત ઇસા (અલ.)ની હુકૂમતનો દૌર

હઝરત ઈસા (અલ.) બીજા દેશોને ફતેહ કરશે અને પૂરા ચાલીસ વરસ હુકૂમત ફરમાવશે.[2] ઇન્સાફનો એ આલમ હશે કે વાઘ અને બકરી એક ઘાટ પર સાથે પાણી પીશે. લોકો પરસ્પર એક બીજાને સતાવશે નહિં. માલ અને ધન-દોલતનું પ્રમાણ એટલું વધી જશે કે આખી દુનિયા આનંદ અને સુખ–ચેનમાં હશે. શોધવા છતાં કોઈ ઝકાત લેનાર જડશે નહિ.

સમયસર વરસાદ થશે. સમય પર ખેતરોમાં પાક તૈયાર થશે. ફળો એટલાં મોટા હશે કે એક દાડમ પૂરા એક ખાનદાન માટે પૂરું થઈ પડશે. જાનવરો એટલું દૂધ આપશે કે એક બકરીનું દૂધ એક કુટુંબ ધરાઈને પીશે છતાં વધશે.

[1]મિશ્કાત શરીફ, પેજ ૪૮૦

[2]મિશ્કાત શરીફ, પેજ ૪૮૦

સારાંશ કે દરેક પ્રકારની તમામ ખૈરો–બરકત આપના જમાનામાં અલ્લાહ તઆલા નાઝિલ ફરમાવી દેશે.[3]

## હઝરત ઈસા (અલ.)ની વફાત

હઝરત ઈસા (અલ.)ના આ દુનિયામાં બીજીવાર તશરીફ લાવવાના ચાલીસ વરસ પછી આપનો ઇન્તિકાલ થશે. આપને મદીના મુનવ્વરામાં મસ્જિદે નબવીમાં, હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બાજુમાં દફન કરવામાં આવશે અને કિયામતના દિવસે આપ હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે કબરમાંથી ઉઠશે.[4]

હઝરત ઇસા (અલ.)ની વફાતના થોડા વરસો બાદ કિયામત આવશે અને આખી કાઈનાત (સૃષ્ટિ) ફના થઇ જશે.

## હઝરત ઈસા (અલ.)ના મો'જિઝાઓ

તમામ નબીઓ અને રસૂલો હઝરત આદમ (અલ.)ની અવલાદ અને અલ્લાહ તઆલાના નેક બંદાઓ છે. પયગમ્બરોને એટલા માટે મોકલવામાં આવે છે કે લોકોને સીધો રસ્તો બતાવે, સારા કામોનો હુકમ કરે અને ખરાબ કામોથી રોકે. મો'જિઝાઓ બતાવવા એ કંઈ પયગમ્બરોનું અસલ કામ નથી. વળી, મો'જિઝાઓ બતાવવા એ પયગમ્બરોના

[3]મુસ્લિમ શરીફ, જિલ્દ ૨ પેજ ૪૦૨ – બુખારી શરીફ, જિલ્દ ૧ પેજ ૪૯૦

[4]મિશ્કાત શરીફ, પેજ ૪૮૦

ઇખ્તિયારમાં પણ નથી; બલકે કેવળ અલ્લાહ તઆલાની કુદરત અને ઇખ્તિયારમાં જ છે.[1] પયગમ્બરો અલ્લાહ તઆલાથી દરખાસ્ત અને દુઆ કરે છે તો અગર મુનાસિબ હોય તો અલ્લાહ તઆલા પયગમ્બરોના હાથ પર નુબુવ્વતની નિશાની અને અલામત રૂપે કોઇ કોઈ વાર મો'જિઝાઓ જાહેર ફરમાવી દે છે.

હઝરત ઈસા (અલ.) પણ હઝરત આદમ (અલ.)ની અવલાદ, અલ્લાહ તઆલાના એક નેક બંદા અને ઉલુલ-અઝમ રસૂલ હતા. અલ્લાહ તઆલાએ આપની રિસાલતના સૂબૂત અર્થે આપના મુબારક હાથ પર પણ કેટલાંક મો'જિઝાઓ જાહેર ફરમાવ્યા, જેમાંથી થોડાક અહીં ટૂંકમાં બયાન કરવામાં આવે છે.

## (૧) હઝરત ઇસા (અલ.)ની પેદાઇશ

હઝરત ઇસા (અલ.)ની પેદાઇશ ખુદ એક મહાન મો'જિઝો છે.[2] કે અલ્લાહ તઆલાએ આપને વગર બાપે કેવળ પોતાની કુદરતથી પેદા ફરમાવ્યા. દુનિયા માટે આ એક આશ્ચર્યજનક ઘટના તો જરૂર છે, પણ અલ્લાહ તઆલાની કુદરત સામે તદ્દન આસાન અને એક મામૂલી વસ્તુ છે, કારણ કે અલ્લાહ તઆલા એ પહેલાં પણ હઝરત આદમ (અલ.)ને

[1] સૂરએ મોમિન, આયત ૭૮ – સુરએ અન્આમ, આયત ૧૦૯ – સૂરએ આલિ ઈમરાન, આયત ૫૦

[2] સુરએ અંબિયા, આયત ૯૧ – સુરએ ઝુખ્રુફ, આયત ૫૯ – સુરએ મરયમ, આયત ૨૧

માં અને બાપ, બન્ને વગર પૈદા ફરમાવ્યા હતા. આવી વાતો પર તઅજ્જુબ કરવાને બદલે અલ્લાહ તઆલાની કુદરત પર ઇમાન લાવવું જોઇએ.

## (૨) બચપનમાં વાતો કરવી

હઝરત ઈસા (અલ.) જ્યારે પૈદા થયા તો પૈદા થવાના થોડાં કલાકો બાદ આપે હઝરત મરયમ (અલ)ની ગોદમાં રહી મોટા માણસની જેમ એવી તો હિકમતભરી વાતો કરી, જે ખરેખર પયગમ્બરોની શાનના લાયક હોય છે, જેથી એક તો હઝરત મરયમ (અલ.)ની પાકદામની જાહેર થઈ અને બીજી તરફ લોકોએ આ પણ જાણી લીધું કે આપ આગળ જતાં નબી થનાર છે.

## (૩) માટીના પરિન્દહ બનાવી જીવતાં કરી ઉડાવવું

હઝરત ઈસા (અલ.)ની શરીઅતમાં માટીના પૂતળાં બનાવવા જાઇઝ હતા, (આપણી શરીઅતમાં જાઈઝ નથી, બલકે હરામ છે) તો આપ ઘણીવાર મો'જિઝો દેખાડવા ખાતર માટી વડે નાની ચકલી જેવું પક્ષી બનાવતા. પછી તેમાં ફૂંક મારતા તો તે જીવતું થઇ હવામાં ઊડી જતું અને લોકોની નજરથી અલોપ થઈ ફરી માટી બની જતું.

## (૪) માદરઝાદ (માં ના પેટથી જન્મેલાં) આંધળાંને દેખતા કરવું

તમામ નબીઓને તેમના જમાનામાં જે વસ્તુને અગત્યતા હાસિલ હતી તેને આધારિત મો'જિઝાઓ આપવામાં આવ્યા હતા તો હઝરત ઇસા (અલ.)ના દોરમાં તિબ્બ (હકીમપણા)ને એટલે કે ઈલાજ અને દવા-દારૂના વિષયને ખૂબ અગત્યતા હાસિલ હતી. એ આધારે આપને કેટલાંક મો'જિઝાઓ એ વિષયને લગતાં અલ્લાહ તઆલાએ ઈનાયત ફરમાવ્યા. તેમાંથી એક આ હતો કે આપ માં ના પેટથી જ તદ્દન આંધળા જન્મેલાની આંખો પર હાથ ફેરવી અલ્લાહ તઆલાના હુકમથી દેખતા કરી દેતા હતા.

## (૫) કોઢના રોગીને સારો કરવો

કોઢની બીમારી તે જમાનામાં લાઈલાજ ગણાતી હતી, પણ અલ્લાહ તઆલાએ આપને મો'જિઝો અતા ફરમાવ્યો હતો કે આપ જે કોઢની બીમારીવાળા માણસના શરીર પર હાથ ફેરવતા તે અલ્લાહ તઆલાના હુકમથી તરત સારો થઈ જતો.

## (૬) મુર્દા (મરેલાં)ને જીવતાં કરવું

હઝરત ઈસા (અલ.) જ્યારે કોઇ મુર્દા (મરેલી વ્યક્તિ)ના શરીર પર હાથ ફેરવી કહેતાં કે, "અલ્લાહ

તઆલાના હુકમથી જીવતો થઇ ઊભો થા" તો તે મરેલી વ્યક્તિ મો'જિઝા રૂપે તરત ઊભી થઇ જતી.

નોટ :- આવા આશ્ચર્યજનક મો'જિઝાઓ હંમેશા આપના હાથ મુબારક પર જાહેર થતાં નહિ, બલકે કોઈ કોઈ વાર જ્યારે અલ્લાહ તઆલાને મંજૂર હોય ત્યારે જ આપના હાથ પર જાહેર થતાં અને આવા મો'જિઝા જાહેર કરતી વખતે આપની ઝબાન મુબારક પર "બિઈઝ-નિલ્લાહ" (અલ્લાહના હુકમથી)નો શબ્દ અચૂક આવી જતો, જેથી જોનારાઓ આવા અદ્‌ભૂત મો'જિઝાઓ જોઈ આપને ખુદા ન સમજી બેસે; બલકે કેવળ અલ્લાહ તઆલાની કુદરત અને ઈખ્તિયારમાં હોવાનું યકીન કરે.

## (૭) ગેબની વાતોની ખબર આપવી

અમુક વખતે લોકો આજમાઈશ અર્થે હઝરત ઈસા (અલ.)થી પૂછતાં કે બતાવો, આજે મેં શું ખાધું છે ? અને મારા ઘરમાં શું શું છે ? તો આપ પર તરત વહી નાઝિલ થતી અને વહીના આધારે આપ પૂછનારને સાચી સાચી વાતો બતાવી દેતા કે આજે તેં આ વસ્તુ ખાધી છે અને તારા ઘરમાં આ આ વસ્તુ છે. જેને લઇ કેટલાક લોકોને આપની રિસાલત પર સંતોષ થતો અને ઈમાન લઇ આવતા.[1]

[1]મોઅજિઝો નંબર ૨, ૩, ૪, ૫, ૬ અને ૭ નું બયાન સૂરએ આલિ ઈમરાન, આયત ૪૯ અને સુરએ માઈદહ, આયત ૧૧૦માં આવેલું છે.

## (૮) આસમાન પરથી દસ્તરખ્વાન ઊતરવું

એક દિવસ હઝરત ઈસા (અલ.)ના હવારીઓએ હઝરત ઈસા (અલ.)થી દરખાસ્ત પેશ કરી કે આપ અલ્લાહ તઆલાથી દુઆ કરો કે તે આસમાનથી તૈયાર પકવાનનું દસ્તરખ્વાન અમારા માટે નાઝિલ ફરમાવે. હઝરત ઈસા (અલ.)એ ફરમાવ્યું કે, "શું તમને અલ્લાહ તઆલાની કુદરત પર યકીન નથી ?" તો હવારીઓ કહેવા લાગ્યાં કે જરૂર યકીન છે પણ અમારી ઇચ્છા આસમાનથી ઊતરેલા દસ્તરખ્વાનથી થોડું ખાવાની છે, જેથી અમારા દિલને વધુ ઈત્મીનાન અને વિશ્વાસ હાસિલ થઈ જાય. હઝરત ઈસા (અલ.)એ દુઆ ફરમાવી તો આસમાન પરથી હવારીઓની ઇચ્છા મુજબ એક તૈયાર દસ્તરખ્વાન નાઝિલ થયું.[2]

## (૯) અલ્લાહ તઆલાનું આપને જીવતાં આસમાન પર ઉઠાવી લેવું

જ્યારે હઝરત ઈસા (અલ.)ના દુશ્મનોએ આપને શહીદ કરવાનો વિચાર કર્યો તો અલ્લાહ તઆલાએ આપને જીવતાં આસમાન પર ઉઠાવી લીધા અને ફરી જ્યારે કિયામત કરીબ આવશે ત્યારે અલ્લાહ તઆલા આપને જમીન પર ઉતારશે. આ બન્ને પણ આપના મો'જિઝાઓ છે.[3]

[2] સૂરએ માઇદહ, આયત ૧૧૧ થી ૧૧૫

[3] સૂરએ આલિ ઇમિરાન, આયત ૫૫ – સૂરએ નિસાઅ, આયત ૧૫૭ અને ૧૫૮

## (૧૦) દજ્જાલને કતલ કરવું

જ્યારે કિયામત નજીક હશે ત્યારે દજ્જાલ નીકળશે અને અદ્‌ભૂત ચમત્કારો બતલાવી લોકોને ગુમરાહ કરશે ત્યારે હઝરત ઈસા (અલ.) અલ્લાહ તઆલાના હુકમથી દજ્જાલનો મુકાબલો કરશે અને તેને કતલ કરશે.[1]

અહકર,

મુહમ્મદ સમીરુદ્દીન કાસિમી

૨૪ જૂન ૧૯૯૧

❋ સમાપ્ત ❋



[1] મુસ્લિમ શરીફ, પેજ ૪૦૧

# * ઊધઈ *

જો તમારા માલ–અસ્બાબમાં ઊધઈ પડી જાય તો તમે શું કરો છો ? શું એને એની હાલત પર જ છોડી મૂકો છો અથવા એનો ઉપાય કરો છો ?

આપણા દીન–ઈમાન, સંસ્કૃતિ અને સમાજ–સંસારમાં ઊધઈ પડવા લાગી છે. અધર્મતા, નાસ્તિકતા, બેશર્મી, નગ્નતા અને નાજાઇઝ રોઝી ઊધઈની જેમ આપણા ઈમાનને કોરી ખાવા લાગ્યાં છે. કદી એના વિષે કંઈક વિચાર્યું છે ખરું ? આ દિશામાં કોઈ કાર્યવાહી કરી છે ખરી ? આ સિલસિલામાં બનતી કોશિશ કરવાની આપણી દીની–મિલ્લી જવાબદારી છે કે નહિ ? આપણે આ જવાબદારી નિભાવી રહ્યા છે ખરા ?

